૩૦૯૨

# ચાંપરાજ હાડાના નાટકનાં ગાયનો.

મોરબી આર્યસુબોધ નાટક મંડળીને માટે

બનાવનાર

## વાઘજી આશારામ ઓઝા.

આવૃતિ ૪ થી.




અમદાવાદમાં.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૪૩. સને ૧૮૮૭.

કીમત બે આના.

3092

# चांपराज हाडो ने सोनराणीना नाटकनां गायनो.



## मंगळाचरण.

સર્વપાત્રો. રાગ કલ્યાણ. (ઈંગ્રેજી રાહ)—

વંદન કરૂં વિશ્વપતિ, જય જય પ્રભુ જય તું દે.
જયજય પ્રભુ જય તું દે, સુમતિ સરલ વિજય દે—ટેક.
ત્રિગુણ રૂપે તું નિયંતા, ત્રિગુણ રહિત તુંછે પિતા;
અકળ કળા સરવ વ્યાપી, મંગલ પ્રદ સુવર દે—વંદન.
નિગમ નેતી નેતી ગાયે, આગમ, સગુણ રૂપે ધાયે;
ઋષિ મુનિ સદા આરાધે, લક્ષ તારો કોઈ ન લે—વંદન.
તુજ સત્તા પ્રકાશે રવિ, ગ્રંથ નવિન ગુંથે કવિ;
તુજ કૃપાએ સિદ્ધિ સરવ, પ્રગટ આવી ઉભી રે—વંદન.
તુજ સતા તણે પ્રકાશે; જડ જગ ચિદ્રૂપ ભાસે;
અસ્તિ ભાતિ પ્રીય તારૂં, રૂપ સર્વ ગત એ છે—વંદન.
અદ્ભુત આ વિશ્વ માંહી, રચના રચી રમ્ય ચાહી;
પ્રાણી હિતમાં પુરણ પ્રિતિ, ઈચ્છા તુજ અનૂપ એ—વંદન.



**નટી.**—(ત્યારબાદ સૂત્રધાર આવે છે, અને કેટલુંક ભાષણ થઈ રહ્યા પછી, નટી તેના આજ્ઞાથી નીચેનું ગાયન કરે છે.)

### રાગ.

વૈશાખ માસ વાસન્તિક સમય શોભલા;(એ ચાલ.)—
દંપતિના સ્નેહ કેરી, અજબ ગાંઠ એક;
પ્યારે સુખ ઝરણ જ્યાં, સ્મરણ દિલનેક;—દંપતિ.ટેક.
વાહ સતી પ્યારે સુંદરે, વાહ રમ્ય એહ ધ્યાન;
કમલ વદની બોલ શ્રવણ, અમૃત તણું પાન.
પ્યારીનો પ્રસંગ એક, સ્વર્ગનું ભૂવન;
વાહ પતિ સ્નેહ રતી, પવિત્ર હૃદય ટેક.—દંપતિ.
પ્રાણ પ્યારીનો વિલાસ, શોભિત વસંત વેલી;
દ્રષ્ટીએ આલ્હાદ અતી, મનહર ક્રિડા કેલી;
જેવી ચાતકને રહે છે, ઘન ઘટા પ્યાસ પેલી.
તેવી ઇચ્છા સતીને રહે, પીયુ મીલનની છેક.—દંપતિ.

---

સૂત્રધાર—પ્રીયા તેવોજ દંપતિ સ્નેહ તદ રૂપ.

### ગીતી.

બુંદી કોટા મધ્યે, ચાંપરાજ હાડો ક્ષત્રિ શૂર;
સતી તેહની નારી, સોનરાણી શુદ્ધ પતિ વ્રતે પુર.



શ્રી.

# ચાંપરાજ હાડો ને સોનરાણીનું નાટક.



## અંક ૧ લો.

**સોનરાણી**-(પોતાના પતિ બે દિવસ થયાં આવેલા નથી તેથી શોકમાં ગમગીન થઈ દાસી પ્રત્યે નીચે પ્રમાણે બોલેછે)

લાવણી. (દક્ષણી રાહ.)

ચેન નાં પડે દર્શ પીયુ વિનારે—ટેક.
દીન રાંત રટું હું નાથ, ન આવ્યા પ્રભાત;
મળતા કાંત, રહે ન સુખની સિમારે.—ચેન નાં પડે. ટેક.
ભોજન, કેમ કરૂં દર્શ પીયુ વિનારે;
પ્રાણાધાર, આવે જે વાર, કરૂં દેદાર,
સોહે શૃંગાર, સફલ જન્મ દર્શ પતિનારે.—ચેન નાં પડે.

**દાસી સુબોધા**— રાગ ઉપરનો.

સજડ સ્નેહ ગાંઠ યોગ્ય દંપતિનીરે—ટેક.
શુદ્ધ નીતિ પ્રીતમ, પ્રીતિ શોભીત, સ્થિતિ, ક્ષત્રી રીતી,
એ સરવ રીતી સતીનીરે—સજડ—ટેક.
કામ પ્રત્યે હતી જેવી પ્રીત રતીનીરે.
તેવી પ્રીત, છે અચીત્ત, એક ચિત્ત રાખો નીત;
જેમ નળ દમયંતીરે.



સોનરાણી— રાગ માઢ.

આ ડોલર ગુલાબ આ ગુલદાવદી ખીલી.—ટેક.
મોગરો ચંપો કેતકી શું શોભિ ચંબેલી.—આ ડોલર.
એકઠાં તું કર એની, હાર તો ગુંથે;
પ્રાણ પતિ માટે લાવ, કરૂં હું પ્રીતે.—આ ડોલર.
આ સુંદર આરોપું હાર પીયુને ગળે.
સાફલ્ય સેવા મારી થાય, પીયુને મળે.—આ ડોલર.

---

સોનરાણી—
(ચાંપરાજ આવે છે, ત્યારે તેની પ્રત્યે રાણી કહે છે.)—

રાગ રાસડાનો.

સુણો પીયુ શરદની બહારેકે, ચાંદની જામીરે;
આવ્યા અંતઃપુરમાં નાથ, હર્ષ ઘણું પામીરે.
વેલી સુંદર કેરાં પુષ્પ, ગુંથન કરૂં પ્યારારે;
તેના હાર પરિધાન નાથ, કરો ન્યારા ન્યારારે,
શિવ ગોરીનું પુજન આજ, કરૂં હું ઉમંગેરે;
આપે અંબાજી આયુષ્ય સુખ, શાંતિ પીયુ અંગેરે.
રૂતુ રૂતુના અધિક વિલાસ, કરો પ્રભુ મારારે;
વસ્ત્રાલંકાર ધરી મારા નાથ, સુશોભિત સારારે.
કરો નાવ્હણ હવે પ્રાણ નાથ, સૌ ગંધીક વાનેરે;
ચર્ણોદક પાન બહુ પ્રીતે, કરૂં પછી ધ્યાનેરે.
પછી ભોજન નવિન પ્રકાર, કર્યાં ઉછરંગેરે;

તે આરોગો રાજાજી આપ, બેસી જમે સંગેરે.
પછી ન્યાય નીતિ પ્રજાહિતમાં, પ્રવ્રત થાજોરે;
છે આપને પ્રીય અધિક, કચેરીમાં જાજોરે.

---

**ચાંપરાજ**—(પોતાની રાણીનું મધુ મ્રદુ ગાવું સાંભળી અતિ ખુશાલીમાં નીચેનું વૃત ગાય છે.)

**શિખરણીવૃત.**

અહો પ્યારી તારાં મધુર મૃદુ સુ ગાયન થકી,
અતિ હર્ષે મારૂં પ્રફુલિત થયું અંતર નકી;
અહો સાચી પ્રેમી, નિરમલ મની શુદ્ધ પ્રમદા,
રહો તારી સંગે મુજ -હ્રદયનો પ્રેમજ સદા.

---

## પ્રવેશ ૧ લો.

**ચાંપરાજ**—(તેના પ્રધાન સાથે રાજનિતિનો હેવાલ પુછેછે.)
**(રાગ બિહાગની ગજલ)** (ઇંદ્ર સભામાં ગવાતી ઢબની.)

સુણ સચીવ શું કર્યું, તેં ચડ્યો પ્રહર દીન;
શું તપાસ તેં કર્યોછે, વિસ્તરે પ્રવીણ.
કાલ ન્યાય કેરાં કામ જે ફેસલ કર્યાં;
વાદી પ્રતિ વાદી કેરાં, ચિત્ત કહે ઠર્યાં.
જો અન્યાય આરે હાથથી, કંઈ થયો;
પ્રાયશ્ચિત કરવું, ક્ષત્રી ધર્મ જો ગયો,
*સર્વ બાબતોનું વિગતે, વરણન કરો;
ધર્મ ન્યાય નિતિ વિરૂદ્ધ, પગ નહીં ભરો.

પ્રધાન સુમતિ—

અદલ ન્યાય આપનોછે, બુંદી કોટા ભૂપ;
સર્વ ધર્મમાં પ્રવૃતિ, આપની અનૂપ.
ધર્મ શુદ્ધ નિતિ બોધ, બ્રાહ્મણો કરે;
વણિક પ્રમાણિક પણે, ધંધો આચરે.
થાયછે વિદ્યાલયોમાં, કેળવણી પ્રકાશ;
ધર્મ ન્યાય નિતિ ગ્રંથ, વાંચે છે વિલાસ.
હવ્ય, કવ્ય, યજ્ઞ, વિપ્રથી કરાય છે;
વેદ ધર્મે પીત્રીસુર, તૃપ્ત થાયછે.
શ્રુતિને સ્મૃતિ ધર્મ, પાલના કરે;
સર્વ વર્ણ નિતિ ન્યાયને, અનુસરે,
અન્ન દાન અંધ પંગુને અપાય છે;
રોગીને અશક્તની, ખબર લેવાય છે.

---

ચાંપરાજ—એટલું છતાં પ્રધાના, મમ પ્રજા દુઃખી;
કેમ મેઘ નહીં બરસતા, ધરા સુકી.
જગતપિતા કેરો કોપ, શું અહીં થયો;
અરર શું વિરૂદ્ધ માર્ગ, મેં અહીં ગ્રહ્યો.

---

સુમતિ—એહ વાતનો ખુલાસો, આપજો ચહો;
આપણાથી નહિ થશે તે, સત્ય જો કહો.
સત્ય વક્તને બોલાવો, સત્ય તે કહે;
આવી શંકા આપનીનો, ભેદ તે લહે.

**ચાંપરાજ**—(સુમતિના કહેવાથી, સત્યવક્તને બોલાવે છે. સત્ય વક્ત આવ્યા બાદ ચાંપરાજ નીચે પ્રમાણે પુછેછે).

રાગ ઉપરનો.

સત્ય વકત કહોને કેમ, મમ પ્રજા દુઃખી;
કેમ મેઘ નથી વરસતા, ધરા સુકી.

**સત્યવકત** કુમરી.

( કોઈ બાતમેં ઢુંઢ રહી એ ચાલ.)

નથી આચરતો નથી આચરતો, ખરો ધર્મ નથી તું આચરતો--ટેક.
તેથી રાજા તુજ પ્રજા દુઃખી છે, કળિયુગ આવે પ્રવેશ કરતો—નથી. ટેક.

---

(લાવણી—અધબિચ મહોબત તોડી. એ રાહ)

**સત્યવક્ત**-હે ચાંપરાજ (૨) તું આંખ ઉઘાડી દેખ.
અનુભવથી તું વિચાર કરીને સત્ય ધર્મ તું પેખ–ટેક.
જગ રચના જો (૨) કીધી ખુબી કિરતાર,
પ્રાણી સુખના પ્રયોગમાં શી કરૂણા કરી દયાળ;
જો ચરિત્ર પ્રભુનું (૨) આ જગત દિશે સાક્ષાત,
સુર્ય ચંદ્ર પ્રાણી પશુ વળી વનસ્પતિની જાત.
એ એક એકમાં (૨) કરતું ખુબ વિચાર,
શક્તિ તેની જાણશે, ખરી ખુબી તું દિલમાં ધાર;
વળી રૈયતમાં (૨) જે કહું તે કર ફેરફાર,

પ્રસન તવ જગદિશ થશેને, નહિં સંદેહ લગાર.
છે વેહેમી પંથ (૨) આ જગત વિશે રાજન,
નાબુદ સર્વ તે કરી, જોડ જગતકર્ત્તામાં મન;
સહુ પાળે નીતિ (૨) ને સદાચાર શુભ મન,
ખરો એ નૃપ ધર્મ છે, મમ વચન સુણો રાજન.
સ્ત્રી કેળવણી (૨) થઈ તુજ દેશમાં લોપ,
એ અહિતછે પ્રજા તણું, કિરતારે કિધો કોપ;
વળી બાળ લગ્ન (૨) ની રીત ચલાવે ચોટ,
નબળી રૈયત નીપજેછે, એ મોટીછે ખોટ.
વળી નાર વિધવા (૨) લઘુ વયમાં જે થાય,
ન્નાતી બંધનથી કરી, બાળાભવ એળે જાય;
જે સુખ આપ્યું (૨) જગદિશે હાથો હાથ,
તેને ફેંકી દીઓ તમે તો કોપેછે દિનાનાથ.
તુજ રૈયતમાં (૨) કન્યા વિક્રય બહુ થાય,
માંસ પુત્રીનું વેશ્યાવત્, વૃદ્ધ ગ્રાહકને ત્યાં જાય;
તે પૈસો લઈ (૨) મા બાપો પ્રીતે ખાય,
એ ઉગ્ર કોપ ક્યારે સમે, પ્રભુ તણો શુણો હે રાય.



(પ્રભુ મેહેર કરો હમ ઉપરે, એ રાહ.)

નીજ શરીર સુખમાં, તું કાઢે છે બહુ કાળ;
રૈયતની લેતો નથી, પુરે પુરી સંભાળ.—નીજ શરીર—ટેક.
આ રાજ મળ્યું તે, નીજ કમાઈ તું ન જાણ,

દેખ રેખ માટે પ્રભુએ, મુક્યોછે નિરવાણ;
તુજ તીજોરી લક્ષ્મી રૈયત, સુખમાં તું નાંખ,
રૈયત રાજી ન હોય તો નરકે થઇશ નિપાત.
ઇશ્વરના ઘરથી, નથી, રંક કોઈ રાય,
એવા હકૅ જગત વિશે, બળ કજે બંધાય;



ગઝલ.

(ઇંદ્રસભાના ઢાળની)

**ચાંપરાજ**—સત્ય વક્ત સત્ય કહે, દેશ હિતે વિચાર;
અમલ ન આવે હુંથી, વર્તમાન કાળ.
**સુમતિ**—એમાં કઠણ કામ નથી, શુંણો હે રાજન;
સત્ય વક્ત જેવા પાસે રાખો સભાજન.
**ચાંપરાજ**—લેવી તો પ્રતિજ્ઞા મારે, કરૂં એ ફેરફાર;
પ્રીતે સત્ય વક્ત કેરાં, વચન પાળુ સાર.
મારી એ પ્રતિજ્ઞા, ન જીવતાં ફરે;
આદરો પ્રયત્ન એવું, સઆવ તું ખરે.
(ચતુરદાસ બારોટ વરસાદની ખુશ ખબર કચેરીમાં આપેછે.)

કુમરી.

(જમુના તટ બંશી બાજ રહી. એ રાગ)

**ચતુરદાસ**—વરસાદ ચડ્યો, વરસાદ ચડ્યો;
રાજા ચોગરદમ વરસાદ ચડ્યોં;—ટેક.
પુન્ય પ્રતાપ એકાએક ક્યાંથી,

આવીને રાજા અત્રે પડ્યો;
વૃતિ જે રાજા થઈ હોય તારી,
રાખજે એહ વિચાર ખરો. વરસાદ.

—◇—

ગજલ.

(ઇંદ્રસભાની ઢાળની)

**સુમતિપ્રધાન**—અતિ ગંભીર અર્થ છે, આ સત્ય વક્તમાંય;
રાજા એહ પુન્ય થકી, મેઘ દ્રષ્ટે થાય.

—◇—

**ચાંપરાજ**—દ્યો ઇનામ દ્યો ઇનામ, દ્યો બક્ષીસ પુર;
**સુમતિ**—હુકમ મૂજબ વસ્ત્ર આદી, આપુછું હજુર.

—◇—

(ચતુરદાસ બારોટને તથા, સત્ય વક્તને ઇનામ આપી વીદાય કરે છે.)

# પ્રવેશ ૨ જો.

**સોનરાણી**—(પોતાનો પતિ દિલ્લી જાય છે તેથી ઉદાસી યુક્ત બોલે છે.)

ગજલ.

ઇંદ્રસભાની ઢાળની.

દાસી તું જાણેછે હવે, આવ્યા તે છ માસ,
કાલ રાજા જાશે દીલ્લી, પાદશાહની પાસ;
નોકરી છ માસની, કરવી પડેછે ત્યાંય,

પુનર દર્શન પતિનાં, થાય ત્યારે થાય.
મારો પતિવૃત ધર્મ, તુંથી નથી અજાણ;
દુઃખ આ અથાગ.દાસી, કેમ મટે પ્રમાણ.

### આશાગોડી.

શૃંગાર શું હવે સજીએ,
સુણરે દાસી શૃંગાર શું હવે સજીએ;
સુવસ્ત્રાલંકાર પીયુ જો વિદેશે,
વેરી વિકારી સમજીએ. સુણ.
સંગત સાહીત્યો દુર મુકે જઈ,
મિષ્ટાનપાન હવે તજીએ; સુણ.
કઠણ પતિવૃત ધર્મછે મારો,
એક ચિતે હરિ ભજીએ. સુણ.

---

**દાસીસુબોધા**—પુન્યનો પ્રતાપ બાઈ, મુગલ રાજનો;
જેથી ક્ષત્રીઓને ત્રાસ, એહ તાજનો.
વિર પુરૂષ છે રાજન, અતિ પરાક્રમી;
વખત આ વિચારી રહ્યા, મુગલને નમી.
એક સમશેર જો, બજાવે આપ નાથ;
એક વખત દિલ્લી શેહેર, કરે ક્ષત્રી હાથ.
પણ અકબ્બર છે મહા, વિવેકી ભુપાલ;
ક્ષત્રી સાથ ક્ષત્રીવટ, રાખેછે સંભાળ.
તેથી મિત્ર તુલ્ય ક્ષત્રી, વરતે તેની સાથ;
પ્રીતિ દિલ્લી તખ્તપતિ, દેખાડે અગાધ.

ગઝલ.

સોનરાણી—ખાનપાન વીધિ દાસી, વિરહી આ છ માસ;
કરછ તેમ કરજે હવે, ચિત્ત થયું ઉદાસ.
કુમ કુમ આ દર્શ દાશી, જા અહીંથી લઈ;
મુગલ નોકરીની વેળા, પીયુ મારાની થઈ.



ચાંપરાજ—(પોતાની રાણી પાસે આવી નીચે પ્રમાણે બોલછે)
સુણ પ્રીયા છે દિવસ બાર, બાકી આ છ માસ;
દિલ્લી પહોંચવુંછે મારે, થઈશ ના ઉદાસ.
ખાનપાન તજીશ નહિ, હઠ ન કરીએ નાર;
શરીર તુજ તવાય છે, હું આવુંછું જે વાર.
માટે મારા શમજો તજ, તું ઘઊંને બાજરી;
ફક્ત જવાર છાશથી, ન શકિતરે જરી.
પ્રીતિ તારી ટેક નારી, શંકા નહિ લગાર;
મનની જે પવિત્રતા, તે છે મન મોઝાર.
પ્રીયા આમ યોગીવત, દેહ દમતી કેમ;
એહ ભુલ તુમાં ગણું, રહેવું કુશળ ક્ષેમ.
તો આ પરાધીન પણું, જાશે કોઇક દિન;
વખત જોઈ વરતે નર જો, નીતિમાં પ્રવીણ.

રાગ કલ્યાણ.

(શ્રી જગતપતિ પ્રભુ આપ સન્મતિ એ ચાલ.)

સોનરાણી—

પ્યારા મારા અહો, એ નહિ મુને કહો;
મારી રીતી પાળવા, રજા મુને દીઓ.—ટેક.
નીલમ કંકણ આ પેહેરૂં તો, જાણો હાથ કડી.
સાડી જરિયન તમ દરશન વણ બાળે ફરી ફરી; પ્યારામારા.
મુક્તા માળા આ રાખુંતો, ઉરમાં ઉપજે તાપ;
ઝાંઝર પગમાં આ ઘાલુંતો, બેડીવત પરિતાપ. પ્યારામારા.
અંજન નેત્ર વિશે આંજુતો, ચક્ષુ અંધ હું વામ;
કુમ કુમ ચાંલ્લો તમ દરશન વણ, દેખું જાણે ડામ; પ્યારામારા.

---

રાગ.

(શીવ ધનુ કઠન કઠોરરે માઈ એ ચાલ.)

સોનરાણી—

કહો તો રાજા સાથે હું આવું, બખ્તર પેહેરીને એને
હરાવું.—ટેક.
તમારો વિયોગ છે, અતિ દુઃખ દાયક;
ઝેર થતું નિત્ય વસવુંને ખાવું— કહોતો રાજા.
આરે શરીરથી દિલ્લી પતિનું;
કુળ બળ કરી હું શીશ ઉડાવું— કહોતો રાજા
શરીર પડેતો શુંરે થયું રે,
આમ પરાધિન પ્યારા શું થાવું.— કહોતો રાજા

---

## ગઝલ.

(ઇંદ્રસભાના ઢાળની)

**ચાંપરાજ**—સોઢારાજ પુત્રની તું, પુત્રી મારા પ્રાણ;
રૂપ શૌર્ય ગુણમાં તુંતો, ઓછી નથી જાણ.
પણ આ હાડા કેરૂં શૌર્ય, જાણ્યું તેં નહીં;
ખાડા કદીએ ખસશે પણ હાડા ખસશે નહીં.
કે'તો બેગમ પાદશાહની આહી હાજર કરૂં;
દિલ્લી તખ્ત પતિ મારી, પગ **અહીં ધરૂં.**
મુજ પરાક્રમ તારો પાસે કહેવું નહિ યોગ્ય;
સાંભળે એવું તો નકી, હાંસી કરે લોક.
માટે સમય વિચારીને, રહેતું અહિ નાર;
તુજ પતિવૃત સાચવીને, ભકિતનો વિચાર.
માસ જે છમાસ તે, વિતિ જતાં ન વાર;
પ્રીય ન ઉદાસ થઇશ, વેહેલો આવીશ નાર.
અવર વાત એછે પ્રીયા, દિલ્લી તખ્તરાય;
ઘણા સ્નેહે.વરતે જાણે, મિત્ર એ કહેવાય.
જેથી અરચી હમોને, નવ કદી થતી;
આજ પ્રબલ જાણી એનું, કરીએ ત્યાં ગતી.

---

## મુલતાની ઠુમરી.

(જનમો જન્મ ગુન માનુંગી તેરા.)

**સોનરાણી**—
બખતો વખત તમ પામું હું દરશન,

તો દિન સુખથી કાડું હો પીયુ—વખતો.
આપ વિના પલ એક ન જાવે;
કોણ આધારથી જીવું હું પીયુ—વખતો.
નિશાની તમારી કટાર રૂમાલની,
હોતો પુજાથી દિન કાડું હો પીયુ—વખતો.
ખટ માસ પેહેલાં, આવજો સ્વામી;
નહિ આવો તો, તન પાડું હો પીયુ—વખતો.

રાગ સોરઠ ગોડી.

પીયુ મારા વચને પળજોરે, ભરથાર વેલેરા વળજો;—ટેક.
પરાક્રમી છો પ્રીતમ મારા, શત્રુને શાણા છળજોરે ભરથાર.
શુદ્ધભક્તિ પ્રભુ પેખજો મારી, પુન્ય પતિવ્રત ફળજોરેભરથાર.

(પ્રથમ અંક સમાપ્ત.)

---

# अंक २ जो.

## प्रवेश १ लो.

(પહાડસિંહ તેની સ્ત્રી સાથે મિત્રતા સંબંધી ચરચા કરેછે. બાદ તેની સ્ત્રી તેને નીચે પ્રમાણે કહેછે.)

ગીતિ.

**વિમળમતી—**

દેતા લેતા પ્રીતે, ગુપ્ત વાતનીજ સદા પ્રગટ કરતા;
ભોજન લેતા દેતા, મિત્ર ધર્મ શુભ યોગજ આચરતા.

દોષ પરસપર ઢાંકી, ગુણ રત્નોને દ્રશ્યમાન કરતા;
હિતનો મારગ હેતે, દરશાવીને પ્રેમે હૃદય ભરતા,

---

પહાડસિંહ—
પુરૂષારથ ચારેનું, સ્થુર શરીર આ સાધન કેવાયે;
તુચ્છ ગણીને તેને, મિત્ર દુઃખમાં તે અરપણ થાયે.
નથી દેહ તે સમયે, વિશેષ કિમ્મતની તેના મનને;
મિત્ર દુઃખમાં અરપણ, કરતાં અટકાવે નહિ તે તનને.

---

માલીની છંદ.

**વિમળમતિ**—અમર અજરતોએ, મિત્ર કિર્તિ થવાની;
નશવર દુઃખિ દેહી, સ્વાશ્રી નિશ્ચે જવાની.
નકિ નકિ નકિ એતો, નાથ રીતી સુ રાખો;
અનુપમ ખુબી એની, આપ પ્રિતેજ ચાખો.

---

વસંતતીલકા છંદ.

**વિમળમતી**—સાચી રીતી શીશુ તણી અમમાં રહે છે;
પિતા થકી જનુનીને, વધુએ ચહે છે.
બોલો કરે અસર, તેહ માંહે અમારા,
તેવા નકી નહિ કરે, વચનો તમારા.
નીતિ અનીતિ જનુની, તણીએ ગ્રહેછે;
કીશોરમાં મન તણી, સ્થિતિ ત્યાં રહેછે.
તેમાં હશે જનુનીજો, નિતિ બોધ દાતા;
વિરો થશે ધરણીમાં, અવધી ગણાતા.



# પ્રવેશ ૨ જો.

(અકબર પાદશાહની કચેરીમાં, કોની સ્ત્રી પતિવૃતા છે
એ વિશે શરત થાય છે)
ત્યારે કોઈ હીંમત ધરાવી શકતું નથી તે વખતે ચાં-
પરાજ ઉભો થઈ હિંમતથી નીચે પ્રમાણે બોલે છે.)
(રાગ જુઓ જુઓ વીપ્રે ભીડી હામ ધનુષ્ય છટાએ ધર્યુંરે)એ ચાલ
**ચાંપરાજ**—સુણો દીલ્હી તખ્ત ધરનાર, ક્ષત્રી કલંક કેમ લેશેરે ટેક.

મારે ઘેર છે પતિવૃતા નારે— ક્ષત્રી.
દિશે શુર રહિત સભાજન— ક્ષત્રી.
નથી જોતો હું માઇ કેરો તન— ક્ષત્રી.
હજુ કરણ અને ભીમસેન— ક્ષત્રી.
હજુ અરજુન કમને વેન— ક્ષત્રી.
હજુ પ્રથુરાજ ચુહાણ— ક્ષત્રી.
તેની સજીવન જાણો કમાન— ક્ષત્રી.
હજુ અવધ રઘુપતિ બાણ— ક્ષત્રી.
હજુ સહસ્ત્રાર્જુન નિરવાણ— ક્ષત્રી.
મારે ઘેરછે શુદ્ધ સતિનાર— ક્ષત્રી.
જતાં પ્રાણ લગી હુંશિયાર— ક્ષત્રી.
હજુ ક્ષત્રી લોહી વપુમાંય— ક્ષત્રી.
નસો નસે ઉછળેછે કાય— ક્ષત્રી.

હજુ ક્ષત્રીમાંથી સતી નાર, નથી પૃથ્વીમાંથી ગઈરે;
હોડ કરવા છું તૈયાર, ક્ષત્રી કલંક કેમ લેશેર.

# अंक २ जो.

## प्रवेश १ लो.

(શેરબેગ નામનો મુસલમાન ચાંપરાજની સ્ત્રીનું પતિવૃતપણું ભંગ કરીને આવ્યો. તેથી ચાંપરાજને શરત માફીક ગરદન મારવાનો હુકમ થાયછે તે વખતે તે બોલેછે.)

**રાગ ભેરવની ગજલ.**

**ચાંપરાજ—**

ખુશીહું મેંતો મરનેકું, ઉમેદ નહિ લગાર;
ઉમેદ નહિ લગાર, સ્ત્રી જાતકું ધિકાર. ખુશી—ટેક.
લખ લાનત ઓરતકું, ઉસકા જુઠાહે પ્યાર—ખુશી.
જીસકે ભરૂંસે હોડકી, ઉસકુ દેના ફિટકાર—ખુશી.
યે આશ મેરે દિલમેહે, હુકમ હોના સરકાર—ખુશી.

---

(બાદશાહે જામીન માગ્યો; તે વખતે નીચે પ્રમાણે અરજદાર અરજ ગુજારે છે.)

**ચાંપરાજ—** ગજલ.

મુશ્કેલ છે ખાવીંદ, એવો મળવો જામીન;
પ્યારો જાન અરપે એવો,કોણ મુજ !આધિન.—મુ.ટેક.
બિશ્વાસ પર રજા દેવા, અરજ કરૂં;
તિરસ્કાર દઈ પાછો, જલદી ફરૂં.— મુશ્કેલ.
મુજ બાપ દાદા તણા, ખાઉંછું કસમ;
લજાવીશ કેમ હાડા, ક્ષત્રીનો તુખમ.— મુશ્કેલ.

નિશાં પહોંચે તો રજા, આપો નામદાર;
નહિ તો ઉડાવા સજા, થાઉંછું તૈયાર.— મુશ્કેલ.
જામીન માટે દીન કેમ, થાઉં ક્ષત્રી જાત;
ઉડાવો આ શીશ એની, શી છેરે વિશાત.—મુશ્કેલ.

પહાડસિંહ— રાગ ઉપરનો.

સરકાર રજા દીજીએ, જામીનગાર છું;
મુદ્દત પર ન આવે તો, હું ગુનેઃગાર છું.—સરકાર.ટેક.
એના બદલ શિર મારૂં, દેવા તૈયાર છું;
આ વાતુપર નીગ્રા કરો, હું અરજદાર છું.—સરકાર.
જાણો પુહાડસિંહ આ, એ હાડાનો છે જાન;
જવા માટે દિલ્લેશ, કરો હવે ફરમાન— સરકાર.

(ચાંપરાજની બદલ પહાડસિંહે પોતાનું શિર કબૂલ કર્યું તેથી ચાંપરાજ નીચે પ્રમાણે બોલે છે.)

રાગ.

(મુઝે છોડ ચલા બનજારા. એ રાહ.)

પ્રીય મિત્ર વિના હો ભાઈ, કોણ મોહોબત સાચવે આંહી. પ્રીય.ટેક
જે માથું દીએ તે મિત્ર, જગ કહે પણું કરવું વિચિત્ર;
તેં કરી દેખાડયું ભાઈ, કોણ મોહોબત સાચવે આંહી—પ્રીય.
ધન્ય ધન્ય મિત્ર છે તુજને, તુજ દેહ અરપી તેં મુજને.
તજી પુત્ર કલત્ર સગાઈ, કોણ મહોબત સાચવે આંહી—પ્રીય.
ધન્ય પહાડસિંહ તુજ જનુની, ધન્ય ટેક મિત્ર તુજ મનની.
મૃત્યુના મુખમાં જાઈ—કોણ મહોબત. પ્રીય.
તેં જાણી દોસ્તની રીતી, તેં જગત જણાવી નીતિ;

આ દિલ્લી શેહેરની માંહી—કોણ મહોબત. પ્રીય.
કદી હોય સહોદરભ્રાતા, નહીં રમે સાહસ જીવ જાતાં;
નહિ મળે જોડ તુજ ક્યાંઈ— કોણ—પ્રીય.
બહુ તાલી મિત્ર જગ મળતા, કોઈ વ્યસનલાળથી ભળતા;
નહીં મળે માઈ પૂત ક્યાંઈ— કોણ—પ્રીય.
કરવી તો મિત્રતા આવી, હું કહુંછું જગત જણાવી,
બીજી નામ તણી મીત્રાઈ— કોણ—પ્રીય.
જો ક્ષત્રી પૂત્ર હું સાચો, વળું તુર્ત તહાંથી પાછો;
જો રજપૂત તન સાગાઈ— કોણ—પ્રીય.

**પહાડસિંહ**—(ચાંપરાજપર આફતનો પ્રસંગ આવેલો જોઈ અતી દિલગીરીમાં સ્વગત)

ગોપીચંદ ચરીત્ર તુમ સુનો મેરે સુખરાશી. એ રાહ.

આશી વાત! હાડાકેરી નારી ઠરી વ્યભિચારી,
આફત આવી પ્રિય મિત્ર માથે મહકાષ્ટકારી;
દીનાનાથ દયા કરી દેશો, આરોપ ઉતારી,
મિત્ર વિકળ થઈને સ્વદેશ, જાયછે વિચારી. આશી વાત.
એનું સત્ય પ્રગટ કરો ઈશ, પ્રભુ પાય લાગું,
સાચો ઠરે પણ આવે ન વેલો, એ મુખથી હું માગું;
અક્ષયકિર્ત્તિ આપો એને સાટે, દેહ જો ત્યાગું,
આવો નહિંરે મળેરે પ્રસંગ, થવું ઉપકારી. આશી વાત.
શુદ્ધ સતી સોનરાણી, કરે ન કૃત્ય આવું,
મારા મનને વિષે નિરધાર, નક્કી હું કહાવું;
માટે મુદતનો આવશે દીન, કેમે હું ચુકાવું,
ફાંસી પર લટકે મુજ શીશ, જુએ એ નીહાળી. આશી વાત.

આમાં પ્રપંચ છે પ્રભુ પુરો મુને એમ ભાસે,
સત્ય બેલી શ્રી જગદીશ, તમારૂં ધાર્યું થાશે;
ખોટો પડશે તો મિત્રનું મરણજ નહીંરે જોવાશે,
માટે સાચો ઠરાવીને નાથ, મુદત્ત દ્યો ઉતારી.આશી વાત.

**સોનરાણી**—પોતાના પતિની જન્મતિથિ છે. તેથી દાસી પ્રત્યે કેટલું ભાષણ કર્યાબાદ નીચેનું ગાયન બોલેછે.

## દીંડી.

શુંણ દાસી આજે કરતું સૌ તૈયારી,
પ્રાણ પતિ તણી, જન્મતિથી પ્યારી;
શીવ પુજન માટે રાખજે શુધ્ધ વારી. શુંણ.
ગવરી પુજન મારે કરવું પુરણ ભાવે,
પ્રાણપતિને એતો, સદા અહી મેળાવે;
નોકરી મુદત્ત એની, અંબાજી મટાવે. શુંણ.
નિર્જળો કરૂં ઉપવાસ, આજ દાસી;
ધ્યાન પતિનાં સાથે, ગાઉ સ્તુતિ ખાસી. શુંણ.
આયુષ્ય દીર્ઘ એને, આપેરે અવિનાશી;
દાન વિધી સકળ રાખજે તું બારે, શુંણ.
વિપ્ર સુપાત્રને લાવ જઈ આ વારે,
દાન કરવાં પ્રીતે, પ્રાણ પતિનાં મારે. શુંણ.

---

# अंक ४ थो.

## प्रवेश १ लो.

**સોનરાણી**—(શીવપૂજન કરતી વખતે ગાયછે)

ગરબી.

પ્રીય કરો શંભુનાથ (૨) સરેવદા શુભ મમ શ્યામનું,
ક્ષેત્ર દીયો દીનરાત (૨) રટણ કરૂં જેના નામનું; પ્રી.
મારા પ્રાણ આધાર (૨) પરાધીન પણું ભોગવે,
તે કૃપાથી કરો દૂર (૨) જોગ સ્વતંત્રતા જોગવે; પ્રી.
જન્મ તિથીનાં પુજન (૨) સફળ કરો આવા સરેવદા,
થાઓ વિજયી એ રાજ, હરોહાડા છત્ર આપદા; પ્રી.

(ચાંપરાજ એની રાણીને ફીટકાર દેવા આવેછે તે વખતે—આડા હાથ દઈ દાસીઓ બોલે છે.)

**દાસી**— રાગ કલ્યાણની ગજલ.)

હાડાજી શું કરો સાહસ આ પતિવૃતા એછે નારીરે—ટેક.
શુદ્ધ ભક્તિ તમ પ્રત્યે મહારાજ, સાચવી છે ટેક એણે સારીરે—હાડા.
ક્રૂર દ્રષ્ટિએ નહી જુવો કૃપાનાથ, નીતિ મોરી બાઇને છે પ્યારીરે—હાડા.
ખાંડાની ધારે પાળે પતિ વ્રત, રહ્યાં છે છ માસ વૃત ધારીરે—હાડા.

(રાજા ફીટકાર દઈ ચાલ્યા જાયછે ત્યારે રાણી વિલાપકરેછે.)

**સોનરાણી**— (રાગ પીયુને તજાવનાર. એ રાહ)

અચાનક આ શો કોપ કીધો કિરતાર,

કલંક વાદળું ક્યાંથી આવ્યું હું પરે— ટેક.
ચુકી નથી કદી મારો, ધર્મ હું જરા,
ભુલી નથી વૃતિમાં, જાણે માત ધરા.—અચાનક.
શું આવ્યા સ્વામીને, શુંરે આવ્યારે ગયા,
આંખમાં વરસે ઝેર, નાતીરે દયા— અચાનક.
પતિવ્રત ભંગ પ્રભુ, ક્યારે મેં કીધું;
સાક્ષી હૃદયના તમો, જાણોછો બધું— અચાનક.
જનમ ધરીને, આજ સુધી મારી ટેક;
પર પુરૂષનું મૂખ જોયું નથી છેક.— અચાનક.
જ્યારથી રાજા ગયા છે, દિલ્હી પતિ પાસ;
ખાન પાન તજ્યાં, કેવી રેહું છું ઉદાસ—અચાનક.
એક નિષ્ટા હાડારાજા, નામ હું જપું;
સાધવી જોગીણી, ઉપવાસીમાં ખપું.— અચાનક.
સુ વસ્ત્ર ઘરેણું, નથી ધારણ કર્યું;
મિષ્ટ અન્ન નામે નથી, મૂખે મેં ધર્યું.— અચાનક.
નથી અરીસામાં મૂખ, જોયું કોઈ કાળ;
કોણે છેટું પડાવ્યું, ઉડાડી અંતર ઝાળ.—અચાનક.
નિર દોષી અબળાને, શો પ્રભુ આ માર;
સ્વપને કર્યા નથી મેં, જારરે વિચાર.— અચાનક.
પુત્રી તમારીની પ્રભુ, લેજોરે સંભાળ;
આપઘાત કરી હવે, આણે એનો કાળ.—અચાનક.

### રાગ.

(મુજે છોડ ચલા બનજારા, એ રાહ)

**દાસી**—બાઈ ભક્તિ સાચી તમારી, છે જગકર્તાને પ્યારી. ટેક
તમે પતિવ્રત પુરૂં પાળો, દમી દેહ નિયમમાં ગાળો;
કેમ પ્રભુ તે જશે વિસારી, છે જગકર્તાને પ્યારી.—બાઇ.
આ ધર્માચરણ તમારૂં, જોઈ ચકિત થાય દિલ મારૂં;
હું નજરે રહું નિહાળી, છે જગકર્તાને પ્યારી— બાઇ.
તમે રટીછે પતિ ગુણ ગીતા, તમે પગ ધોઇને પીતાં;
પછી ભોજન કરો વિચારી, છે જગકર્તાને પ્યારી.—બાઇ.
આ વાત વધી કાંઈ મોટી, પ્રભુ ભલે કરેરે કસોટી;
તેવીછે તમ તૈયારી, છે જગકર્તાને પ્યારી— બાઇ.
જોઈ ટેક તે આવી તમારી, વરતે જગમાં અન્ય નારી;
તમે આપો મોક્ષની બારી, છે જગકર્તાને પ્યારી.—બાઇ.
હવે વિલાપ બાઈ છોડો, હવે ઉપાયમાં ચિત્ત જોડો;
ખરી વાત જાયછે મારી, છે જગકર્તાને પ્યારી.— બાઈ.
કાંઈ શોધી કાડો યુક્તિ, જેથી આરોપની થાય મુકિત;
અહીં બેઠે થાય સુધારી, છે જગકર્તાને પ્યારી— બાઇ.

---

### રાગ દેશની ખમાચ.

**સોનરાણી**—

મોહે દેકે ફિટકાર, ગયા જીવનહાર, મોહે લાગી જ્વાળ,
તનકુ સંજની આયા કલંકશીર, ભયા મૃત્યુ ખરે—
મોહે દેકે ફિટકાર—ટેક.

રખુ ભકિત અપાર, પતિ ચરન આ નાર, તોભી આઇ આળ, અબતો સજની, મોહે કરકેજખમ, પીયુ પીછેફીરેમોહે મુજ પતિ ઉગારે, પ્રભુ અબલ નાર, નમું બારબાર તુજરે ચરને સુનીદીન પોકાર, પ્રભુ સહાય કરે—મોહે દેકે ફિટકાર સખી લાવ કટાર, કાટું શીશ આ વાર હવે જીના ધિકાર, અબતો સજની, યહ દુઃખી સંસાર વાકુ પાર કરે—
મોહે દેકે ફિટકાર ગયા જીવનહાર.

રાગ ઉપરનો.

દાસી—

નાંહી યોગ્ય વિચાર, બાઈ કરો આ વાર, નહી એમાં સાર હાંડાનારી જે આવ્યું કલંક શીર દુર કરો, નહી યોગ્ય બિચાર બાઈ કરો—ટેક.
જાણે દીન દયાળ, તમ ભકિત અપાર, આમ મરવું અકાળ, સુનોરે બાઈ દેશે લોક ગાળ, વ્યભીચારી ઠરો.—
નાંહી યોગ્ય વિચાર.

---

સોનરાણી— આશાગોડી.

સહાય થશો જગકર્તા, સંકટ વિષે સહાય થશો જગકર્તા;
હુંરે પતિવૃત કદી નવ ચુકી, ધર્મ મારો અજી ધર્તા. સંકટ.
અનેક સતિના સત્યતણી રક્ષા, કીધી પ્રભુ દુખ હર્તા. સંકટ.
કોણ આરોપ આ અધરથી લાવ્યું, કોણે ભમાવ્યા મુજ ભર્તા;
શુદ્ધ કંચન ભકિત સાફ કરીને, પ્રગટ કરો જગકર્તા. સંકટ.

---

સોનરાણીએ તાબડતોબ દિલ્લી ઉપડી જતી વખતે પ્રધાન સુમતિને મોકલેલો પત્ર.

### ગુરૂગોવિંદના મહિનાનો રાગ.

હે પિતા પ્રધાન પવિત્ર, હકીકત મારીરે;
શુણજો મારાં શીરછત્ર, કહું વિસ્તારી રે.
પિતા જાણોછો મારો ધર્મ, વૃત હું પાળુંરે,
છે દિલ્લી મુજ સ્વામાન, દેહ પ્રજાળુંરે.
ગઈ રાતે આવ્યા એહ, અચાનક પાસેરે;
બોલ્યા વચનો દઈને છેહ, આવી અવાસેરે.
હું કરતી શીવપૂજન, જન્મ તિથીનારે,
વૃત સ્તુતી અને ઉપવાસ, હતી એ સ્થિતિમાંરે.
ત્યાં આવીને ફીટકાર, દીધાછે મુજનેરે;
હે વ્યભિચારણી નાર, ધીક્છે તુજનેરે.
એ સાંભળી મુજને ઝાળ, પ્રગટી મોટીરે;
થઈ જવા દિલ્લી તૈયાર, થવું નહીં ખોટીરે.
હું અને દાસી બેય, થયાં રવાનારે,
આ પત્ર મોકલ્યો દુત, ખબર જવાનારે;
પિતા ચલાવજો રૂડી પેર, રાજ તમારૂંરે,
અમારે કરવું જાહેર, સત્ય હમારૂંરે.
જો થશે તેમ શીરછત્ર, દેહ હું રાખુંરે;
નહીં થાયે પાકું તન, સત્ય હું ભાખુંરે.
જો રાજાજી દેશે શીશ, તો સત્ય હું કહાવુંરે,
પિતા હું પણ દેહ તજીશ, પાછી નહિ આવુંરે.
છે બુંદીકોટાનાં બાળ, તમારે શરણેરે;

કરજો તેની સંભાળ, વિનવું હું ચરણેરે.
આ નિરદોષી છે બાળ, પુત્રી તમારીરે;
અણીનો આવ્યો કાળ, ગઈ છે વિચારીને.
દુઃખ અર્ણવ અપાર, ઉલટ્યો હું માથેરે,
તેમાંથી શિરેછત્ર પાર, થવું હરી હાથેરે.
ઓઝલ પડદો આજ, મુકી હું ચાલીરે;
નવ મુકુંતો વણસે કાજ, કલંક શીર ભાળીરે.
આવ્યુંછે માથે આળ, મોટું પિતા મારે રે;
તેમાંથી દીન દયાળ, તારે ને ઉગારેરે;
નથી મોઢે થવાણું તાત, માફ મુને કરજોરે;
છોરૂનો નવ લેશો દોષ, વાત ઉર ધરજોરે.
હવે પ્રજા તણી સંભાળ, તમોનેછે ઝાઝીરે,
કર્યુંછે પત્રે વિદિત, પ્રધાન પિતાજીરે.

(દિલ્લી જાયછે ત્યાં રસ્તામાં પરમેશ્વરની સ્તુતિ કરેછે.)

રાગ લાવણી.

(મુજે છોડ ચલા બનજારા, એ રાહ.)

સોનરાણી —
આ કલંક હરિ ઉતારો, મુજ પ્રાણનાથ ઉગારો; ટેક.
તમે રચોછે રચના જગની, મેં રાખીછે તમથી લગની;
મને સત્ય ઠરાવી હરી મારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
હું ક્ષત્રીની પુત્રી કહાવું, આમ બનેનો કુળ લજાવું;
મુજ પતિવ્રત આપ વિચારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
તમે નરનારી નીપજાવ્યાં, મન મળ્યાથી જોડાં બનાવ્યાં;
પડ્યો અંતર અગની ઠારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.

મ કર્યુંછે નિશ્ચે મરવું, પણ સાચ થઈ દીલ ઠરવું;
મને ખોટા દીધા ફીટકારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
હું ચાંપરાજની નારી, થઈ ગુણકા વખત વિચારી;
કરી કસોટી નૌકા તારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
જેવી સિતાની રામશું પ્રીતી, જેવી સુલોચનાની નીતિ;
એક બુંદીકોટાપતિ પ્યારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
તમે દ્રુપદિના વારે ધાયા, તમે ગજની અચાવી કાયા;
તું સત્ય પ્રગટ કરનારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
જેવાં હતાં નળને દમયંતી, તેવાં અમે છીએ દંપતિ;
નળે કર્યાતા ઉલટા વિચારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
આ અધરથી વાદળું આવ્યું, મુજ ઉપરતે આ કોણલાવ્યું
હરિ મળ્યો કો કામણગારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
કોણે ભરમાવ્યા પતિ મારા, કરી વચન બાણની ધારા;
પ્રભુ વાંક શો દીઠો મારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
આ વખત નહિ સચવાશે, મુજ સ્વામી મરણ તો થાશે;
મને શ્યામ મુખે નહિ મારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.

દાસી— રાગ ઉપરનો.

આ અદભુત ટેક તમારી, છે પ્રભુને તે બહુ પ્યારી. ટેક.
હવે પ્રવાસમાં ચિત્ત જોડો, હવે વખત રહ્યોછે થોડો;
કરો અશ્વ વિશે અસવારી, છે જગકર્તાની પ્યારી; આ.
હવે ઢીલ નહિ અહિં કરવી, ઘણી યુક્તિ તહાં આચરવી
થાઓ તત્પર કરૂં તૈયારી, છે જગકર્તાને પ્યારી. આ.
સહાય થશે સૃષ્ટિના કર્તા, તે ઉગારશે તમ ભર્તા;
ધો ચીંતા હવે વિસારી, છે જગકર્તાને પ્યારી. આ.

આ પક્ષી બોલતાં આવે, તે જવાનો વખત જણાવે;
ઉઠો ઇશ્વર નામ ઉચારી, છે જગકર્त्ताને પ્યારી. આ.

---

# अंक ५ मो.

## प्रवेश १ लो.

(પહાડસિંહને ફાંસી આપેછે તે વખતે તેની સ્ત્રી વિગેરે બોલેછે.

રાગ

**વિમળમતિ**—(સહીયર દુઃખ શું દાખવું. એ ચાલ)

પ્રાણનાથ મિત્ર માટે તો, આપો છો તમે પ્રાણ;
એથીરે સુકૃત શું બીજું, આ વિશ્વમાં પ્રમાણ. પ્રાણ.
ધન્ય ધન્ય દીન આજનો, મીત્રના બચશે પ્રાણ;
તેથીરે હર્ષજ છે મુને, મીત્ર તણા સુજાણ. પ્રાણ.
પણ તમ વિયોગ તો ચાલશે, એવાતણ આ ખંડીત;
દુખ એ અવધી પીયુ મારા, પુરવનાં એ સંચીત. પ્રાણ.
તમ વિના ગૃહ શુન્ય લાગશે, ઝુરી ઝુરી મરીશ;
પીયુ મારા આ સંસારડો, ખારો લાગે આ દીશ. પ્રાણ.
થાઊં સતિ તમ પાછળે, બળુ તમારી સંગાથ;
પણ પાદશાહ રોકશે મુને, નહિ લેવાય એ વાત. પ્રાણ.
ત્યારે ઝુરીને મર્યા વિના, બીજો નથી ઇલાજ,
થોડા રોજમાં આવી મળુ, જાણશે સૌ સમાજ. પ્રાણ.

---

**પહાડસિંહ**— રાગ ઉપરનો.

પ્રીયા શોક છોડો તમે, આથી દુઃખ મુને થાય;

વિલાપ તમારો સાંભળી, હૃદય ફાટી તો જાય. પ્રીયા.
ઘેર જાઓ હવે હરશથી, બાળને લઇ સાથ;
વિલંબ થાય હવે મુને, શાહ કોપશે•તાત• પ્રીયા.
નોકર ચાકરને સંભાળજો, હવે છેલા પ્રણામ;
માનસીંહ સંગે જા ભાઇ, કહેજે સૌને સલામ.' પ્રીયા.
મીત્ર મારો નક્કી આવશે, જાણશે જો આ વાત;
ધીરજ આપજો એહને, નહિતર કરશે એ ઘાત• પ્રીયા.
મીત્ર કદી હમણાં આવશે, અમર નહીં થશે નામ;
એ ચીંતા મારા મનમાં, મળશે નહિ ખરચે દામ. પ્રીયા.
માટે વિલંબ હવે નહીં કરો, હર્ષ મુને અપાર;
જનમો જનમ હું માગુછું, આમ કરજો કીરતાર. પ્રીયા.

ત્યાં પહાડસીંહ ગળામાં ફાંસીનું દોરડું નાખેછે એટલા-માં આકસ્માત ચાંપરાજ આવી પહોંચે છે તે બોલે છે.)

ચાંપરાજ— રાગ ઉપરનો.

ધન્ય ધન્ય મીત્ર તુજને, ધન્ય તારી ટેક.
મીત્રાઇની રીત જાણે તું, કૃત્ય કર્યું તે છેક. ધન્ય.
ધીક ધીક છે મુજને, વિલંબ થયો જરા;
તેથી આમ વેઠવું પડ્યું, મારગ ઘોરે ધરા• ધન્ય.
મૃત્યુ કદી તારૂં થાત તો, લાજત મારીરે જાત;
શું મુખ લઇ તારા પુત્રને, હું દેખાડત ભ્રાત. ધન્ય.
એક તરફ સ્ત્રી દુઃખ છે, બીજી તરફે તુજ થાત;
એ જીવવાથી મરવું ભલું, કરત હું આપઘાત• ધન્ય.
વચન મારૂં જો જાત તો, જગમાં એમ કહેવાત;
હાડાએ મીત્રને મારીઓ, ધીક ધીક મુજ જાત•ધન્ય.

દુર્લભ તુજ સમ મિત્ર તો, મળવા આ જગમાંય;
મિત્ર માટે નિજ શીર દીએ, એવા કોક વિરલાય. ધન્ય.
રામ રામ છેલા કહે હવે, છેલા હવે પ્રણામ,
સ્ત્રી બાળની સંભાળ લે, પ્રીતે પોંચિ નીજ ધામ.

**પહાડસિંહ—** રાગ ઉપરનો.

દેવ આશો કોપ તેં કર્યો, મોકલ્યો મુજ મિત્ર;
જોવાય નહીં ઘાત મીત્રની, જે છે પરમ પવિત્ર. દેવ.
મિત્ર વિના મરવું ભલું, જે મારો જીવ જાન;
તે જતાં જગમાં શું રહ્યું, મારે મન સૌ વેરાન. દેવ.

---

## પ્રવેશ ૨ જો.

(અકબર બાદશાહની કચેરીમાં સોનરાણી નાયકાનું રૂપ ધારણ કરી આવેછે અને તે વખતે ગાયછે)

**સોનરાણી—** રાગ મેવાડો.

કોઇને શીરપર વગર વિચારરે ખોટું ન દીજેરે આળ. ટેક.
સુરજ છાપો બાદલે તે દો ઘડી છુપી જાય;
બાદલ છાયા બીખરી જાતાં જાહેર જગમાં જણાયરે. ખો
કંચન શુદ્ધ છે શોભીતું, તેને બાદલું કહેશે કોઇ;
તાપ તેને દઇ કરે કસોટી, હેમ પ્રગટ તવ હોયરે. ખોટું.
ફુલ ફુલેલું બાગમાં, તેની સજન લેશે સુવાસ;
દુર્જન દોશ જો ઘ્રાણમાં, તેને આપશે તેજ કુવાસરે. ખો.
નર નારીનાં જોડલાં, તેના દીલની દોરી એક;
વેહેમ વિચારી લાવશો, તેમાં તુર્ત તજો નહિ ટેકરે. ખો.
અજબ ગાંઠ છે સ્નેહની, તે દંપતીના દીલ માંય;

એક વારજો ત્રુટશે, તેવી બીજી નહિ બંધાયરે, ખોટું.
કોઈ ન પડશો સજનો, કદી દુર્જન કેરે પાસ;
સુખનો સાજ તે તોડશે, દીલને કરશે ઉદાશરે. ખોટું.
વિચારી નર વાવરો, આ ચુગલની તરવાર;
સાચ ખોટ જાણ્યાંવિના, તે ગુપ્ત મારશે માររે. ખોટું.

---

## રાગ લાવણી.

સોનરાણી,=(ખુશ રહો સન મજા મેરા બીધાતા બેરી.એચાલ)

મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી,
હું હવે ગુણિકા નથી હાડાની રાણી. ટેક.
એણે નથી દીઠું મુજ મુખ, વાત છે સીધી;
હઠ ખરી આટલી વાર, વાતમાં સીધી. મુજ.
આવ્યાછે જ્યારથી, હાડો આપની પાસ;
હું જપ તપ કરતી નાર, રહી ઉદાસ. મુજ.
હું હતી મહેલમાં, પતિધ્યાનમાં નારી;
એકદમ રાજાજી, આવી ઉઘાડી બારી. મુજ.
નવ પુછ્યું ગાછ્યું, કાંઈ વચનની વૃષ્ટી;
મુને કરવા લાગ્યા નાથ, ઝેરની દ્રષ્ટી. મુજ.
હું જાણું નહીં કાંઈ વાત, તે કેમ બનેલી;
હું થઈ ગઈ બ્યાકુલ, નાર સ્તબ્ધને ઘેલી. મુજ.
અરે શું મારો અપરાધ, જણાવો પ્યારા;
વણ ઉત્તર દઈ ધીકાર, થયા અસ્વારા. મુજ.
મુને કહ્યું તાહરે માટ, મુજ શીર જાએ;
ધીક ધીક અબળાની જાત, પણજ ખોવાયે.મુજ.

મેં પગ નથી દીધો, બહાર ખૂંટી કોટાથી;
હું થઈ નાયકા નાર, આરોપ ખોટાથી. મુજ.
કરી કસોટી મુજ ભગવાન, તમારી દ્રષ્ટે;
મુજ લજા રાખી નાથ, પહોંચાડી કષ્ટે. મુજ.
મુજ પીયુએ કીધી શરત, આપશું. ભારી;
હતો હૃદય વિશે વિશ્વાસ, સતિ છે નારી. મુજ.
પણ સાહસ શું રે થયું, આસ્થા મુકી;
કેમ આવ્યા અણ વિશ્વાસ, નથી હું ચુકી. મુજ.
જ્યારે ભુલે નીજ ભરથાર, નારીએ કહેવું;
કરી કળાને કાઢવો બહાર સુખ દુઃખ સહેવું. મુજ.
જો રાખી શરમ હું નાવત, આપ ભુવનમાં;
મુજ પતિ તણી રહી જાત, મનની મનમાં. મુજ.

---

(રાગ બીહાગની ગજલ.)

(રાગ મુજે કોન વરસે લાયા યહાં એ ચાલ.)

ચાંપરાજ—

એણે કૃત્ય કર્યું કદી આવું;
તો હું શીક્ષાનો હાથ ઉઠાવું; એણે. ટેક.
આપ ખુદાવિંદ કરો મેહેરબાની,
માફી દીઓ એને, અરજ જણાવું. એણે.
વળી એ શરણે, આવ્યો છે મારે;
ક્ષત્રી બીરદ આપ થકી પળાવું. એણે.
હોઈ હાર્યો એ, શીક્ષાતો પામે;

હું ચાહું તો એનું, શીશ ઉડાવું. એણે.
ગુણ પર ગુણ તો, સૌએ કરે છે;
અવગુણ પર ગુણી જગમાં કહાવું. એણે.

ચાંપરાજ— (પશ્ચાતાપ કરે છે.)

## માલીની છંદ.

હર હર શીવ મેં શું, ક્રોધ કીધો નઠારો;
દુરજન છલ માની, ફેરવ્યો મગજ મારો. ૧
ધીકધીક પલમાંહે, પ્રીત સાચી વિસારી;
ઘર જઈ ફીટકારી, શુદ્ધ રામા બીચારી. ૨
ખરી હતી પ્રીય મારી, નોતી એરે નઠારી;
વિરૂદ્ધ વચન ત્રાડી, દુભવી પ્રાણ પ્યારી. ૩
ધનં ધન ધન કાંતા, હેત તારૂંજ ગાઢું;
હરહર નિર્દોષી, ઉપરે ખડ્ગ કાઢ્યું. ૪

## ગજલ.

મેંને ક્યા જુલ્મ તેરેપર, મેરીપ્યારી; મેરીપ્યારી.
સાહસ કર નીજ દોષકું, મેં ધિકારી. (૨)
ખચાઈ તેને યહ મેરી જાન, મેરી પ્યારી. (૨)
શુદ્ધ ક્ષત્રી પુત્રી રખીવટતેં, સતિનારી. (૨)
સચ્ચી સ્નેહ ગાંઠ તેરીહે, મેરી પ્યારી; (૨)
ધન્ય ધન્ય ધન્ય હે પ્રીતી તેરી, સચ્ચાચારી. (૨)
ગુનેગાર તેરા હુવા હું મેં, મેરી પ્યારી; (૨)
માફી બક્ષતોં રૂઝે, દિલકા, જખમ કારી. (૨)

## ગજલ દેશની.

સોનરાણી—

સુણો પીયુ મારા એ પારખું, પ્રભુ લઇને પ્રેમ પકો કરે;ટેક.
નથી વાંક તમારો પ્યારા પતિ, તમને ખાતરી જો હું માંહતી;
કીધી હોડ હામ ધરી તમે, ભરીસભા માંહે વિનાડરે. શુંણો.
દુઃખ આવેતો બચાવે પતિ, પીયુ દુખે કામ આવે સતી,
જો પ્રીતિ ખરી નરનારીની, નવ ગુપ્ત રેશે કદી અરે. શુંણો.
આ બનાવ અત્રે એવો બન્યો, વેમ મારો પકો થયો ઘણો;
તેથી સાહસ તમોએ કર્યું, નથી દોષ નાથ એમાં ખરે. શુંણો.
હું શિક્ષા દઉં સતી નારીઓ, શોધો સંકટે આવી બારીઓ;
સાચ તમારૂં તો જણાવજો, નહીતો ખેદ થાશે અહોખરે. શું.
આ જગમાં દુરજન જો વસે, તે બીજાનું બુરૂં કરી હસે;
તેવા નરથી ચેતતા ચાલજો, તો જીવીત સાચું થશે. શુંણો.

### રાગ.

(ખેલ પૂરણ થયા બાદ, સર્વ પાત્રો ગાય છે)

### કલ્યાણની ગજલ.

પ્રીયા પ્રત્યે નરો, સાહસ નવ કદી કરો;
સોનરાણીનું ચરિત્ર, ચિત્તમાં ધરો. • ટેક.
ચાંપરાજ બુંદી કોટાનો, રાજા જે વિખ્યાત;
ચરિત્ર તેની સોનરાણીનું, સંભળાવ્યું હે ભ્રાત. પ્રીયા.
દોષ કલંકો નરનારીના, શુંણી પરસ્પર પ્રીત;
વગર તપાસે ત્વરા કરી નવ, કરશો સાહસ ઘાત. પ્રીયા.
પવિત્ર દિલની પત્ની હોયે, કોઈ દીન નહી ફસાય;

મલીન દિલની હોય માનની, ક્ષણમાં પલટી જાય. પ્રીયા.
સ્વભાવ મળતા નરનારીના, અવધી એછે સુખ;
વળી હોય વિદ્યા રસ ભોગી, કદી ન ઉપજે દુઃખ. પ્રીયા.
યોગ્ય ઉમરે પરણે બંને, રૂપ ગુણ ભરપુર;
પુત્ર રત્ન પાકે તેમાંથી, જગહિત કારક શુર. પ્રીયા.
સ્વામિ થાઓ નારિ ત્રાતા, પ્રીયા પ્રેમ મગન;
પતિ ભક્તિમાં લીનનારીઓ, ક્ષણ નવ જુદાં મન. પ્રીયા.
આર્ય સુબોધ સદાએ માગે, ઈશ્વર પાસ વચન;
ભરત ભૂમીમાં જોડો જગપતિ, દંપતિ નિરમલ મન. પ્રીયા.
પ્યારીપર વેમો લાવી નર, કરો ન સાહસ કામ;
એ ઉપદેશ જણાવા માટે, ધરી હમોએ હામ. પ્રીયા.
નર નારીનાં જોડાં મળતાં, ગુણ વિદ્યાની સાથ;
સ્વર્ગ સુખ જાણો જગદીશે, આપ્યું હાથો હાથ. પ્રીયા.
હે સદ્ગૃહસ્થો કીધો પુરણ, ખાંતે ભજવી ખેલ;
ભૂલ ચુકની માફી દેશો, નીતિ માટ રચેલ. પ્રીયા.
તસ્દી લઈને તમો પધાર્યા, એ ઉપકાર અમાપ;
પધારશો પ્રીતેથી ગ્રહસ્થો, અન્ય ખેલમાં આપ. પ્રીયા.



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો જેઓ સાહેબોને જોઈતાં હોય તેમણે ભાવનગર, જુનાગઢ, જામનગર, રાજકોટ, ગોંડલ વિગેરેના બુકસેલરો પાસેથી અથવા મોરબી આર્યસુબોધ નાટકમંડળીનો મુકામ હોય ત્યાં તેના મેનેજર પાસેથી યાને મોરબી તળપદમાં ગ્રંથકર્ત્તા પાસેથી રોકડી કિમત મોકલી મંગાવી લેવાં. જથાબંધ મંગાવનારની સાથે કમીશનની સમજુત પત્રદ્વારા કરવામાં આવશે.

| | કિમ્મત. રૂ. આ. પા. |
|---|---|
| ભર્તૃહરી નાટક મોટું-આવૃતિ ૨ જી | ૧—૦—૦ |
| સદર ગાયન | ૦—૨—૦ |
| ચાંપરાજ નાટક મોટું | ૧—૦—૦ |
| સદર ગાયન | ૦—૨—૦ |
| ઉષાહરણ નાટકનાં ગાયન | ૦—૩—૦ |
| કેદારસિંહ પરમારનાં નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| ઉદેપૂરના રાણા રાજસિંહના નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| સીતાસ્વયંવર નાટકનાં ગાયન | ૦—૨—૦ |

રાણા રાજસિંહનું નાટક તથા કેદારસિંહ નાટક હવે પછી બહાર પડશે તે દરેકની કિમત અગાઉથી રૂ૦॥। ને પાછળથી રૂ૧) છે. જેઓને ગ્રાહક થવું હોય તેમણે લખી મોકલવું તા. ૨૨—૫—૮૯ મોરબી.

વાઘજી આશારામ ઓઝા.

ગ્રંથકર્ત્તા.